

# અલક કુમારી.

## નાટકનાં ગાયનો.





શ્રી સરદાર વિજય નાટક કંપની
બાલાસીનોર.



આવૃત્તિ પહેલી                    પ્રત ૨૦૦૦

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસનાં પરીખ દેવીદાસ
છગનલાલે છાપી. સલાપોસ રોડ-અમદાવાદ.

સને ૧૯૧૯.

કીમત બે આના.

# અલક કુમારી.

## નાટકનાં ગાયનો.

---

## શ્રી સરદાર વિજય નાટક કંપની

## બાલાસીનોર.

---


પ્રયોજક અને પ્રકાશક,

**મહંમદ જમીયતખાન.**

એચ. એચ. ધી નવાબ સાહેબ—બાલાસીનોર.

મુ૦ બાલાસીનોર.


---


અમદાવાદ—ધી 'ડાયમંડ' જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

આવૃત્તિ પહેલી પ્રત ૨૦૦૦

સને ૧૯૧૯

કીંમત બે આના.

શ્રી.

# અલક કુમારી નાટકનાં

## પુરૂષ પાત્રો.

---

બળવંતસિંહ—ગુર્જરેશ્વર મહારાજા વિધવળ.

વિરોત્તમ—પ્રતાપગઢનો રાજા, ચંદ્રપ્રભાનો ભાઇ, અને ભભુતમલનો સાળો.

ભભુતમલ—શ્યામગઢનો રાજા,

વિષયમલ—ભભુતમલનો કૂલક્ષણો કુમાર,

સુરસેન—સુંદરગઢનો રાજા.

વિજયસિંહ—પ્રેમ દૂર્ગનો રાજા.

હનુમંતસિંહ—ભભુતમલનો નિમકહલાલ પ્રધાન.

કાલીકાપ્રસાદ—સંગમપુરના પૂણ્ય મંદિરનો એક વ્યભિચારી ખુની, ઢોંગી ધર્મ ગુરૂ.

દાનસિંહ—બળવંતસિંહનો નિમકહલાલ અને વિશ્વાસુ નોકર.

વિરસિંહ—પોતાનું મકાન ભાડે આપનાર એક ગરીબ રજપુત,

ફોફળચંદ—સંગમપુરનો નગર શેઠ.

ડફોળચંદ—ફોફળચંદનો મૂર્ખ છોકરો.

કપુરચંદ—સંગમપુરનો એક દલાલ.

એ સિવાય કેટલાક નાના રાજાઓ, પહેરેગીરો, છોકરાઓ, વિગેરે.

---

## સ્ત્રી પાત્રો.

ચંદ્રપ્રભા—ભજીતમલની સ્ત્રી તથા વિષયમલ અને અલકની મા.

અલક કુમારી—ભજીતમલની કુંવરી, અને વિષયમલની બ્હેન.

સરોજની—પુણ્ય મંદિરની માલીક તથા ભજીતમલ અને કાલીકા-
પ્રસાદના પ્રેમમાં સપડાએલી પૈસાદાર કુલટા સ્ત્રી.

લલિતા—ડફોળચંદની વહુ, પાછળથી ફોફળચંદ તથા ડફોળચંદથી
કંટાળી દાનસિંહના પ્રેમમાં પડેલી વણિક કન્યા.

૧—ડોશી—ફોફળચંદ સાથે પરણુવા ઇચ્છા ધરાવનાર ડોશી.

૨—ડોશી—લલિતાને પૂણ્યમંદિરમાં લઈ જવા આવેલી પૂણ્યમંદિ-
રની એક દૂતી.

એ સિવાય બાળાઓ છોકરીઓ, વિગેરે.

શ્રી

# અલક કુમારી

## નાટકનો ટુંક સાર.

## પૂર્વ વૃત્તાંન્ત.

પ્રતાપગઢના રાજા વિરોત્તમની બ્હેન ચંદ્રપ્રભાનાં લગ્ન શ્યામગઢના રાજા ભભુતમલ સાથે કરવામાં આવ્યાં હતાં, ભભુતમલ સંગમપુરનાં પુણ્યમંદિરની મુખ્ય કાર્યવાહક કૂલટા સ્ત્રી સરોજનીના પ્રેમ પાસમાં સપડાઇ પોતાની સ્ત્રી ચંદ્રપ્રભાને પોતાના મહેલ નીચેના ગુપ્ત ભોંયરામાં લઇ જઈ જેમાં એક માતાની મોટી મૂર્તિ છે. અને તેના પેટમાં છુપા તિક્ષણુ યંત્રો ગોઠવેલાં છે, તેમાં નાખી મારી નાખવા પોતાના પ્રધાન હનુમંતસિંહ કે જેના હસ્તક આ ગુપ્ત ભોંયરૂં બનાવવામાં આવ્યું હતું, તેને સોંપવામાં આવે છે. દયાળુ પ્રધાન ઈશ્વરથી ડરતો હોય તેમજ ચંદ્રપ્રભા સગર્ભા હોઈ એ હત્યા નહિં કરતાં, ચંદ્રપ્રભાને તે ભોંયરાના એક ગુપ્ત સ્થાનમાં છુપાવી રાખે છે, ત્યાં ચંદ્રપ્રભા એક બાળકને જન્મ આપે છે. હનુમંતસિંહ બાળકને ત્યાં રાખવાથી ચંદ્રપ્રભા તથા પોતાનો જીવ જોખમમાં આવી પડશે સમજી તે બાળકને પોતાના એક ગરીબ ખેડુ મિત્ર સજ્જનસિંહને ત્યાં મુકી આવે છે, અને તે બાળક તે ખેડુતને ત્યાં મોટું થયું છે. તેજ આપણી આ ખેલની નાયકા અલકકુમારી છે. હવે ભભુતમલે પોતાની સ્ત્રી ચંદ્રપ્રભાને મારી નખાવેલી સમજી ચંદ્રપ્રભા એકાએક સખત માંદગીથી મરણ પામી છે, એમ જાહેર કરે છે.

વિરોત્તમ પોતાની બ્હેન એકાએક મરણ પામવાથી શંકાશિલ થાય છે. તેથી ચંદ્રપ્રભાનો ખરો પત્તો મેળવવા તથા જો ખરો પત્તો ન મળે તો ભભુતમલને તથા તેને સહાય કરતા દરેકને ઠાર કરી તેમની શ્રી સંપત્તિનો નાશ કરવાનો દ્દઢ વિચાર કરી સર્વ સુખ,

એનને તિલાંજલી આપી જંગલમાં છાવણી નાખી પડેલો છે, ત્યાંથી આ નાટકની શરૂઆત થાય છે.

---

ખેલના પ્રારંભમાં બાળાઓનું ઇશ્વર સ્તવન કરતાં દેખાવું.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો.**—(સ્થળ જંગલમાં વિરોત્તમની છાવણી)—વિરોત્તમનું પોતાની બેન ચંદ્રપ્રભાનો ઘાત કરનાર બળુતમલ ઉપર વેર વાળવાના ઉદ્ગારો કાઢતાં દેખાવું. એવામાં સરદાર બળવંતસિંહના સેવક દાનસીંગનું વિરોત્તમને પત્ર આપવા આવવું પત્રમાં બળવંતસિંહે વિરોત્તમને મળવાની ઇચ્છા જણાવવી.

વિરોત્તમે પોતે બળવંતસિંહને ખુશીથી મળી શકશે એમ દાનસીંગને જવાબ આપવો. દાનસીંગનું જવું.

**પ્રવેશ ૨ જો.**—(સ્થળ ફોફળચંદનું ઘર)—સ્ત્રી ગુજરી જતાં વૃદ્ધ અવસ્થાએ મરણનો સમય નજીક છતાં પણ રામને હૃદયમાં નહિ ધારતાં રંભાના રટણમાં લીન બનેલો ફોફળચંદ નામનો સંગમપુરનો નગરશેઠ ફરી પરણવાની અભિલાશા ધરાવવાના વિચાર વિમળમાં ગુંથાતો દેખાય છે. પરંતુ પોતે મડારૂપ મૂર્ખાને કોઇ દીકરી ન આપે જેથી પોતાના એક દશ વર્ષના નાદાન દીકરા ડફોળનો કોઇ જુવાન છોકરી સાથે લગ્ન કરાવી તેને બદલે પોતાનું ચોકઠું ગોઠવવાની યોજના કરે છે.

કળીકાળને ઉત્તેજન આપનારી એક બીયાશી વરસની ડોસી પણ કોઇ પ્રેમી શોધવા નીકળી આવે છે, બંન્નેનું પરસ્પર પ્રેમ વિષેનું વાક્ય યુદ્ધ જવાનીનો ડોળ રાખી ફોફળચંદ પાસે તે ડોસી પ્રેમની માગણી કરે છે; ફોફળચંદ ના કહે છે. બન્નેની હાસ્યજનક તકરાર છેવટે ડોસી ગુસ્સે થઇ ચાલી જાય છે.

આ અણધારી આફતમાંથી છુટતાંજ પાછો તેજ વિચારના વાયુમાં અધર ચડે છે. તેવામાં એક કપુરચંદ નામનો વણિક દલાલ આવે છે. તથા ફેફળચંદને ફસકના ખાડામાં ગોથાં ખાતો જોઇ બધી હકીકત પુછે છે. ફેફળચંદ એક સોળ વરસની કન્યા સાથે પોતાના દીકરા ડફોળનું ચોકઠું ગોઠવી આપવા કપુરચંદને સમજાવે છે. કપુરચંદ રૂપીઆ બે હજાર દલાલીના માગે છે. ફેફળચંદ કબુલ કરે છે, તથા સાકળચંદ નામના ધન લોભી નિચ વણિકની કંન્યા, લલિતા સાથે ડફોળનાં લગ્ન કરવાનું નક્કી કરી કપુરચંદ જાય છે, પોતાનું કામ નિરવિઘ્ને પાર પડયું જાણી આ વધામણી આપવા ડફોળને બોલાવે છે, પરંતુ "બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા" એ કહેવત અનુસાર ડફોળ તે ડફોળ તેમજ નાદાન જેને સંસારનું બીલકુલ ભાન નથી તેને આડુંઅવળું સમજાવી ખુશી કરી વહુ લાવવાનું કબુલ કરાવે છે.

પ્રવેશ ૩ જો.–(સ્થળ જંગલમાં પાણીનો ધોધ)—ગુર્જરેશ્વર મહારાજા વિર્ધવળ પોતે રજપુત સ્થાનની, રિદ્ધિ, સિદ્ધિ, જોવા સરદાર બળવંતસિંહ નામ ધારણ કરી, તથા પોતાનો રાજવંશી દમામ ઓળખાઇ ન જાય તેટલા માટે કૃતિમ સરદાર વેશ ધારણ કરી દરેક વિભાગોની પુરેપુરી બાતમી ન મળે ત્યાં સુધી સરદાર વેશે રહેવા નક્કી કરે છે. તેવામાં સામેથી કોઇ સુકોમળ સુંન્દરીને પાણી ભરવા આવતી જોઇ આ બાળા પ્રત્યે તેનું હૃદય ખેંચાઇ જવાથી પોતે એક બાજુ છુપાઇ તેના મનોભાવ જાણવા આતુર થાય છે, તેવામાં અલક પાણી ભરવા આવે છે. પોતે એક રાજાની કુંવરી છે. એમ નથી જાણતી. પરંતુ જેનું શરીર પરમાત્માએ રાજમહેલમાં વસવા લાયક

પડયું છે. તેવી આ નાજુક નવોઢાને પાણી ભરતાં બહુ શ્રમ પડવાથી, એકલી અરણ્યમાં પોતાના મનના વિચારો જાહેર કરે છે. પરંતુ પાછો ગરીબ સ્થિતિનો ખ્યાલ આવી જવાથી, પોતાના મનને મારી પોતાના કાર્યમાં ગુંથાય છે, બળવંતસિંહ બાળાનું સ્વરૂપ, તથા તેમની કોમળતા, તથા ન છાજતું કામ કરતી જોઇ વિધિને દોષ દઇ દયા ખાય છે, અને તે કોની પુત્રી છે તે જાણવાના ઇરાદાથી તેની પાસે જવા પોતાના મનને ઉસ્કેરે છે. પરંતુ સામેથીજ કોઇ હરામખોરને ચોરની પેઠે આવતો જોઇ વિશેષ માહીતી મળવાના ઇરાદાથી છુપાઇ જાય છે. વિષયમલ્લ છુપાતો છુપાતો આવે છે. “ યથા નામા યથા ગુણા ” એ પ્રમાણેજ આવી અલક આજે પોતાના પંજામાં બરાબર સપડાઇ છે જાણી ખુશી થતો અલક પાસે જાય છે. તે શુશિલ બાળા પાપી વિષયમલ્લને ઘણી રીતે સમજાવે છે, પરંતુ નહિ સમજતાં તેનું હરણ કરવા એકદમ ધસે છે, બળવંતસિંહ જાહેર થઇ પીસ્તોલ લઇ વિષયમલ્લને મારવા તૈયાર થાય છે. વિષયમલ્લ ભયભીત થઇ નાશી જાય છે. અલક આશ્ચર્ય થઇ ઉપકારી તરફ માયાની દૃષ્ટિથી જુએ છે.

## ટેબલો.

પ્રવેશ ૪ થો.–(સ્થળ ફોફળચંદનું ઘર)—પોતાની ઇચ્છા સફળ થએલી જોઇ ફોફળચંદ ખુશી થતો થતો પ્રવેશે છે. અને મન ધારી વહુ તો પોતાના દીકરાને મેળવી આપી. પણ હવે પોતાની કામ વાસના પુરી પાડવા તથા લલિતાના શરીરનો સ્પર્શ કરવા બીમારીનો ઢોંગ કરી જમીન ઉપર પડી જઇ હાથ પગ ઘસે છે. તથા રાડોરાડ પાડી મુકે છે. જેના અંતઃકરણમાં અધમતાએ હજુ વાસ કર્યો નથી એવી શુસંસ્કારી નિર્દોષ

બાળા પોતાના સસરાને આમ દુઃખી જોઇ તેની આસના વાસના કરવા આવે છે. પરંતુ બુઢો તેનો દૂર ઉપયોગ કરી તેના હાથ તથા શરીર ઉપર પોતાનો ભ્રષ્ટ હાથ ફેરવી કૃતઘ્ન કાર્ય કરતો આનંદ માને છે, ત્યાં કપુરચંદ પોતાની દલાલીના રૂપીઆ લેવા આવે છે, રંગમાં ભંગ થવાથી ફોફળચંદ તેના ઉપર ગુસ્સે થાય છે. ચતુર વાણીઓ કપુરચંદ સમજી જાય છે. અને તેને ઠેકાણે લાવવા દવા કરવાને મીશે મરચાં ગ્યાસલેટ વિગેરે લલિતા પાસે મંગાવે છે. ઔષધીનું નામ સાંભળતાંજ લલિતાના ગયા પછી ફોફળચંદ બ્હીને કપુરચંદ પાસે માફી માગે છે, કપુરચંદ દલાલીના રૂપીઆ માગે છે. ફોફળચંદ નિરઉપાયે દલાલીના રૂપીઆ બે હજાર આપે છે, લલિતા આવે છે, ફોફ-ચંદને સારો થઈ ગએલો જોઇ લલિતાને આશ્ચર્ય થાય છે. કપુરચંદ પોતાની પાસેથી એક પડીકી આપવાથી, તેને સારૂં થયું છે એમ કહી લલિતાનું મન વાળે છે. પછી કપુરચંદ જાય છે. કપુરચંદના ગયા પછી ફોફળચંદ પોતાની પાપ વાસના લલિતા આગળ જાહેર કરે છે, ચતુર બાળા તુરત તેના વિચારો જાણી જાય છે. જેથી તેને બહુ બોધવચનથી નિતિવાન થવા સમજાવે છે. પરંતુ જેના અંતરમાં અજ્ઞાનરૂપી તિમિર છવાએલું છે. એવા કઠોર હૃદયનો બુ[illegible]શામાં ને આશામાં અટવાય છે.

**પ્રવેશ ૫ મો.—(સ્થળ જંગલ)**—વિર યુવક વિરોત્તમસિંહ પોતાનું ગુપ્ત સ્થાન પોતાના વિશ્વાસુ માણસ થયા વગર બીજાને ન દેખાડવું એવા હેતુથી પોતાની છાવણીથી થોડે દૂર સરદાર બળવંતસિંહને મળવાના ઇરાદાથી આવી ઉભેલ છે, પોતાની સાથે બળવંતસિંહને એવી તે શી અગત્યની વાત કરવી હશે તેના અતી ઉંડા વિચારમાં તે ચતુર યોદ્ધો ગુંથાએલો છે, એટલામાં સરદાર બળવંતસિંહ પોતાના વફાદાર સેવક દાનસીંગ

સાથે ત્યાં આવી ચડે છે. તથા સરદાર વિરોત્તમની છાવણી તરફ જવાનો રસ્તો વિરોત્તમને પુછે છે. વિરોત્તમ તેમના નામ પુછતાં બળવંતસિંહ પોતાનું નામ બતાવે છે. વિરોત્તમ તથા બળવંતસિંહની પરસ્પર ઓળખાણ સમાન વયના તથા ઉદાર વિર યુવકોનું મીલન થતાંજ બંન્ને ચતુર પુરૂષોએ એક બીજાનું મન પરખી લેતાંજ અરસપરસ અંતરમાંથી અવિશ્વાસનો નાશ થાય છે. બંન્નેના હેતુનો આપસમાં ખુલાસો "જો સરખા ગુણ હોય તો મિત્રતા સારી બંધાય" તેવીજ રીતે બંન્ને આદાર્ય વિરોના સ્નેહમાં વાત વાતમાં વધારો થાય છે. બળવંતસિંહ સંગમપુરની સભામાં પ્રતિનિધિ તરીકે જવાની ઇચ્છા પ્રદર્શિત કરે છે. વિરોત્તમનું ત્યાં શત્રુ તરીકે આવવાનો હોઈ તે ગુર્જરવીર પોતાના જીવના જોખમે વિરોત્તમને મદદ કરવાનો કોલ આપે છે, સાચા સ્નેહની નિશાની દાખલ એક બીજા પોતપોતાની મુદ્રાઓ અરસપરસ આપી સાચા બંધુ માફક એક બીજાને ભેટી વીદાય થાય છે.

પ્રવેશ ૬ ઠ્ઠો.(—સ્થળ ફેફળચંદનું ઘર)—નાદાન પતિ મળવાથી યૌવનમાં ઉન્મત્ત બનેલી બાળા પોતાનું યૌવન ઉધાન શી રીતે સચવાશે તેના વિચાર વિમળમાં ગુંથાતી લલિતા પોતાના નશીબને દોષ દેતી પ્રવેશે છે. વિકારી વૃત્તિઓને તે તે ગમે તેમ ફરી વાળી લેતે. પરંતુ જે પિતા તુલ્ય સસરાની બદ નજર છે, તે એક મ્યાનમાં બે તલવાર એ માફક આ ઘરમાં એણે શીરે દિવસ વ્યતિત કરવા અને કદાચ કાયમને માટે જો આ સંકટ એના પર રહે તો ચોકસ બીજાનો આશ્રય લેવાની ફરજ પડશે. વિગેરે વિચાર વિમળમાં ગુંથાતી ઉભી છે. ત્યાં ડફોળ કે જે રમ્મત ગમત અને ખાવા પીવા સીવાય કશામાં સમજતો નથી. તે આવી નાદાનપણુના બોલ બોલી. બળેલ બાળાને વધારે બાળે છે. પરંતુ તે સુગુણસુંદરી દરેક અહેસના ઘુંટડા

અન્તરમાં ઉતારી તેની દરેક વાતને માન આપી ખુશી કરે છે, પૈસાના લોભથી પ્રાપ્ત માબાપો પોતાની કન્યાઓને કેવા દુઃખ દાવાનળમાં હોમી દીએ છે. તેનો આબેહુબ ચિતાર તાદ્રષ્ય ખડો થાય છે. " દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય " તે પ્રમાણે આ સદ્ગુણી બાળા પણ પોતાનાં એવા સંચિત હશે એમ સમજી વિધિ વશ થાય છે.

**પ્રવેશ ૭ મો.–(સ્થળ સંગમપુરમાં સરદારોની સભા)**–સભામાં પ્રમુખ તથા ગુજરેશ્વર મહારાજા વિર્ધવળના પ્રતિનિધિ સરદાર બળવંતસિંહ તથા દરેક બીજા દરેક :સરદારોનું પોતાના હોદ્દા અનુસાર બેઠેલા દેખાવું, પ્રમુખે સરદાર બળવંતસિંહને તેઓ મહારાજા વિર્ધવળના પ્રતિનિધિ છે. એવી આ સભાને ખાત્રી કરી આપવા અધિકાર પત્ર હોય તો સભા સમક્ષ રજુ કરવા કહેવું. બળવંતસિંહે પ્રતિનિધિ તરીકે રૂક્કો સભા સમક્ષ પ્રમુખના હસ્તમાં અર્પણ કરવો, પરંતુ નીચ માણસ પોતાની નીચતા જ્યાં હોય ત્યાં જાહેર કરે છે. તેજ પ્રમાણે સરદાર ભભુતમલનું શંકાશીલ થવું, વિર સરદાર બળવંતસિંહનું ગુસ્સે થવું. પ્રમુખ સરદાર વિજયસિંહનું બંને સરદારોને શાંન્ત થવા કહેવું, પરંતુ જેને વધારે વિરોધ કરવો છે. જેના પાપનો ઘડો ભરાઇ ચૂક્યો છે. તેવા નીચ કામી ભભુતમલે પોતાના ગજવામાંથી એક શીશી કાહડી તે રૂક્કા ઉપર તે શીશીમાંથી કોઇ જાતનો પાતલો પદાર્થ ચોપડી સહી સિક્કો ભુંસવી સભા સમક્ષ એ મહારાજા વિર્ધવળનો સરદારજ નથી એવો આક્ષેપ ઉભો કરે છે, પ્રમુખ રૂક્કામાં સહી સિક્કો નહિ જોતાં વળતા પાણીની માફક તુરતજ ભભુતમલનો પક્ષ લેછે સઘળા સરદારો બળવંતસિંહ સાથે યુદ્ધ કરવા તૈયાર થાય છે તેવામાં અચાનક વિર સરદાર વિરોત્તમ આવે છે તે સઘળા શિઆળવાં માફક તે

સિંહની ગર્જનાના રૂવાબથી દબાઇ જાય છે છતાં અભીમાની ભમુતમલ વિશેષ પોતાનું બુરૂં કરવાના હેતુથી ઉંડો ઉતરે છે. વિરોત્તમે પોતે સંગમપુરને કેવી રીતે કબજે કર્યું છે. તથા આ સઘળા સરદારો એના કેદી છે. વિગેરે સર્વ બીના જાહેર કરે છે સરદાર બળવંતસીંહ સમયસુચકતા વાપરી વિરોત્તમને મદદ કરે છે, બળવંતસિંહ સર્વ સરદારોને પડયા પર પાટું મારે એવી રીતના માર્મિક શબ્દો બોલી તેઓને વધારે ઉસ્કેરે છે, ભમુતમલ છેડાઇ જઇ બળવંતસિંહ સાથે યુદ્ધ કરવા તૈયાર થાય છે બંનેનું યુદ્ધ, ભમુતમલના હાથમાંથી તલવાર દૂર પડે છે તેના પક્ષકારો તેને બચાવે છે. વિરોત્તમ ભમુતમલ પ્રત્યે વધારે ઉસ્કેરાય છે પોતાની બ્હેનના ખુનની વાત જાહેર કરતાં તેમજ ચંદ્રપ્રભા જીવતી છે. એવી બાતમી મળવાથી એક તો શ્યામગઢવાળા ભમુતમલ સુન્દરગઢવાળા સૂરસેન અને બીજા પ્રેમદૂર્ગના સરદાર વિજયસિંહ એ ત્રણે આગેવાન સરદારોને કિલ્લામાં કેદ કરે છે અને એક અઠવાડીઆની મુદતમાં જો એની બ્હેનનો પત્તો નહિ મળે તો પહેલાં ભમુતમલને ઠાર કરશે, અને ત્યાર બાદ શૂરસેન તથા વિજયસિંહનો નાશ કરશે અને તેમ છતાં એકબીજા અઠવાડીઆની વાટ જોશે છતાં પતો નહિ મળે તો પોતે લીધેલી ભિક્ષા પ્રતિજ્ઞા પ્રમાણે વરતશે. એમ જાહેર કરે છે સઘળા સરદારો એકઠા થઇ વિરોત્તમ તથા બળવંતસિંહપર એકી વખતે હુમલો કરવા એકમત થઇ હુમલો કરે છે થોડી ઝપાઝપી પછી વિરોત્તમની વીસલથી તેનું લશ્કર આવી પહોંચે છે અને બધા સરદારોને કેદ કરે છે.

## ટેબલો.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.–(સ્થળ શ્યામગઢના મહેલ નીચેનું ગુપ્ત ભોંયરૂં).**

પાપી વિષયમલના અત્યાચારથી પીડાતી તથા તેના હાથમાં સપડાએલી બિચારી નિરાધાર અલકનું ભયંકર કારાગૃહ સમાન ગુપ્ત ભોંયરામાં માતાની સ્તુતી કરતાં દેખાવું. વિષયમલનું આવવું પોતાના પ્રેમને કબુલ કરાવવા અલકને શામ, દામ, અને ભેદથી અત્યંત સમજાવવી, પરંતુ તે સતી બાળાએ પોતાના સત્ય-શિયળમાં અલગ રહેવું. તથા અલકના જુસ્સાદાર જવાબથી વિષયમલનુ નિષ્ફળ થઇ જો કાલે પણ નહિ સમજે તો માતાની મૂર્તિના પેટમાં ભયંકર યંત્રો ગોઠવેલાં છે તેમાં અ-લકને નાખી તેનો ભોગ કાલીકાને ચડાવશે એવી ધમકી આપી ચાલ્યા જવું. ભોંયરાની દિવાલમાંથી એકાએક છુપા દરવાજાનું ઉઘડવું અને તેમાંથી એક શ્વેત આકૃતિનું દેખાવું અનાથ બાળાનું તે શ્વેત આકૃતિ જોઇ બેહોશ થઇ જવું. તે શ્વેત આકૃતિનું અલકને આસ્વાસન આપતાં અલકની પાસે આવવું, તેના માયાળુ શબ્દોથી અલકનું શુદ્ધિમાં આવવું તે શ્વેત આકૃતિ જો અલક સંગમપુર જઇ વિરોતમે કિલ્લામાં કેદ કરેલા ત્રણ સરદારો, ભળુ-તમલ, સુરસેન, અને વિજયસિંહને છોડાવવાનું વચન આપે તો, તે અલકને આ ભયાનક સ્થાનમાંથી મુક્ત થવાનો માર્ગ બતાવે તે વીર બાળાએ પોતાના જીવના જોખમે પણ તે ત્રણે સરદારોને છોડાવવાની પ્રતિજ્ઞા કરવી. શ્વેત આકૃતિએ અલકને આ ભયા-નક સ્થાનમાંથી છુટવાનો ગુપ્ત માર્ગ બતાવવો, અલકનું ત્યાંથી વિદાય થવું.

---

**પ્રવેશ ૨ જો.**–(સ્થળ સંગમપુરમાં બળવંતસિંહનો ઉતારો)—ખરા સમય પર મદદ કરનાર પ્રિયમિત્ર વિરોત્તમની તારીફ કરતાં બળવંતસિંહનું નીકળવું, વિરસિંહ નામનો એક ગરીબ ગરાસીઓ કે જે બળવંતસિંહ રહે છે. તે ઉતારાનો માલીક છે, તેનું આવવું. બંન્ને વચ્ચે સંગમપુર સંબંધી સાધારણ વાતચીત બળવંતસિંહે સંગમપુરમાં ધર્મના સ્થાનો કયા કયા છે તે જાણવાની ઇચ્છા ધરાવવી વિરસિંહના મુખમાંથી પુણ્યમંદિરનાં વખાણ સાંભળવા તેમજ તે સ્થાનમાં વસતા કાર્ય વાહકોના કુટીલ કારસ્થાનો સાંભળી બળવંતસિંહનું તે ધર્મ ઢોંગીઓ ઉપર ચીડાવું, તથા તે સ્થાન જાતે જોવાની ઇચ્છા વિરસિંહ પ્રત્યે જણાવવી વિરસિંહે તે જોવા જવા ત્યાંની કાર્ય વાહક સરોજની નામની એક સ્ત્રી છે. તેની રજા વગર નહિ બને તેમ કહેવું, સાધારણ વાતચીત પછી વિરસિંહનું જવું. જંગલમાં વિષયમલના પંજામાંથી બચાવેલી ગરીબ બાળા અલક યાદ આવતાં અલકના પ્રેમમાં સપડાએલા બળવંતસિંહનું વ્યાકુળ થવું. બળવંતસિંહના અલક પ્રત્યે પ્રેમના ઉદ્ગાર.

**પ્રવેશ ૩ જો.**–(સ્થળ ફોફળચંદનું ઘર)—લલિતાને વશ કરવામાં નાશીપાસ થએલા ફોફળચંદનું મૃગજળવત્ આશાને હજુપણ લંબાવવાના વિચારોમાં ગુંથાતા પ્રવેશવું, તેવા બળવંતસિંહના સેવક દાનસીંગનું હીરાની વીંટી પેટે થોડાક રૂપીઆ લેવા આવવું, પહેલા તો ફોફળચંદે ના કહેવી. પણ પાછળથી વીંટી પેટે પાંચ હજાર રૂપીઆ આપવાનું ઠરાવવું. લલિતાનું ફોફળચંદને જમવા બોલાવવા આવવું, ફોફળચંદનું ઘરમાં રૂપીઆ લેવા જવું. દાનસીંગ અને લલિતા બંનેનું પરસ્પર એક બીજાના પ્રેમમાં મુગ્ધ બનવું અન્યોક્ત રીતે સવાલ જવાબ કરી બન્નેને

પ્રેમીઓએ પ્રેમનું ચોકઠું સજ્જડ ગોઠવવું તેવામાં ફેફ્ફળચંદનું રૂપીઆ લઇ આવવું બન્નેને પ્રેમ કરતાં જોઇ ફેફ્ફળચંદનું ગુસ્સે થવું. પરંતુ લલિતા પોતાનો ફજેતો કરે એ સમજી મોઢામાં આવેલો ઘુંટડો પાછો પેટમાં ઉતારી જવો અને વખત આવ્યે જોયું જશે કહી ચાલ્યા જવું.

**પ્રવેશ ૪ થો.**–(સ્થળ સંગમપુરનો રાજ્ય માર્ગ)—ભયંકર કારાગૃહ સમાન ગુપ્ત ભોંયરામાંથી છૂટ્યા બાદ પોતાનું વચન પાળવા તથા ઉપકારનો બદલો વાળવા અલકનું સીધા સંગમપુર આવવું. પરંતુ અજાણ્યા શહેરમાં કોઇની ઓળખાણ વગર તે અનાથ બાળાનું અકળાવું તેવામાં વિરસિંહનું તે રસ્તેથી નીકળવું તેને પુછતા તે પરગજુ પુરૂષે અલકને ખાવા પીવા તથા રહેવા માટે પોતાના મકાન ઉપર લઇ જવી અલકનું તે પરમાર્થ પુરૂષનો આભાર માનતા તેની સાથે તેના મકાન પર જવું.

**પ્રવેશ ૫ મો.**–(સ્થળ ફેફ્ફળચંદનું ઘર)—ફેફ્ફળચંદનું લલિતા પ્રત્યેના વિચાર કરતા નીકળવું, તેવામાં પુણ્ય મંદિરના નેતા ઢોંગી ધર્મગુરૂ કાલીકાપ્રસાદ તથા કાળા કામોની કરનાર કુલ્ટા ડોસીનું આવવું ફેફ્ફળચંદે કલીકાળના મહાત્માઓની ખોટી તારીફ કરી તેમને બનાવવા. કાલીકાપ્રસાદે રૂપીઆ સોના પગારથી લલિતાને શિક્ષિકા તરીકે પુણ્ય મંદિરમાં લઇ જવા માંગણી કરવી ફેફ્ફળચંદનું રૂપીઆની વાત સાંભળી પીગળી જવું અને લલિતાને બોલાવવી. લલિતા તથા ડફોળનું આવવું, ડફોળે કાલીકાપ્રસાદને બનાવવો પરંતુ ગરજના માર્યા કાલીકાપ્રસાદે ક્રોધને મારી જવો. કાલીકાપ્રસાદે તથા ડોસીએ પુણ્યમંદિરના વખાણ કરી લલિતાને સમજાવી પુણ્યમંદિરમાં જવાની હા પડાવવી. લલિતાએ કજોડું અને ઉપરથી સસરા તરફના દુઃખથી મુક્ત થવા ડફોળની રજા લઇ કાલીકાપ્રસાદ તથા ડોસી સાથે જવું.

પ્રવેશ ૬ ઠ્ઠો.—(સ્થળ સંગમપુરમાં અલકનો ઉતારો)—અનાણી બાળાને શહેરમાં એકલી આવેલી જોઇ બળવંતસિંહનું શંકાશીલ થવું. બળવંતસિંહના પ્રેમમાં મસ્ત બનેલી અલકનું વિરહાગાન કરતા નીકળવું. બળવંતસિંહે અલકને જોતાંજ ઓળખવી. અલકની દૃષ્ટી પડતાંજ પોતાને બચાવનારને ઓળખવો, બંન્ને વચ્ચે વાતચીતમાં બળવંતસિંહે અલક પાસે પ્રેમની માગણી કરવી. અલકે પોતાની ગરીબ સ્થિતિ જોઇ પહેલાં ના કહેવી. પણ છેવટે બળવંતસિંહની માગણી કબુલ કરવી, બળવંતસિંહે અલકને એકલી સંગમપુર આવવાનું કારણ પુછવું. અલકે પોતાના પર વીતેલી બીના જાહેર કરવી. તથા તેના છુટકારામાં એક વ્યક્તીને આપેલું વચન જાહેર કરવું. શુરા ક્ષત્રીવીરે તે સાહસ પોતાને માથે વહોરી અલકને વહાય કરવા તૈયાર થવું. બન્નેનું વેશ બદલી તે ત્રણે સરદારોને છોડાવવા જવું.

પ્રવેશ ૭ મો.—(સ્થળ સંગમપુરનો કિલ્લો)—અલક તથા બળવંતસિંહનું હોડીમાં બેસી કિલ્લાના પાછલા ભાગના ગુપ્તદ્વાર આગળ આવવું, બળવંતસિંહે તે ગુપ્તદ્વાર ખોલી. અલક સાથે તે કિલ્લામાં દાખલ થવું તથા ત્યાં ત્રણે સરદારોની સાથે વાતચીત કરવી પોતાને સિરછેદ કરવા આ બે માણસો આવ્યા છે. એમ સમજી ત્રણે સરદારોના હોંશ ઉડી જવા. પરંતુ બહાદુર બળવંતસિંહે તેઓ ત્રણેને બચાવવાનું વચન આપી પોતાની સાથે હોડીમાં લાવી. બેસાડી હોડી ચલાવવી. તેવામાં પહેરેગીરોનું આવવું ચોર લુંટારા સમજી પહેરેગીરોએ બંદુકના ફેર કરવા બળવંતસિંહે પહેરેગીરો ઉપર બંદુકના ફેર કરતા જવું.

ટેબલો.

# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો.—(સ્થળ સંગમપુરમાં પુણ્ય મંદિર)—પુણ્યમંદિરમાં સરોજની, યુવકો તથા બાળાઓનું દેવીની સ્તુતિ કરતાં દેખાવું, સ્તુતિ થઇ રહ્યા પછી કાલીકાપ્રસાદનું આવવું સરોજનીએ કાલીકાપ્રસાદને ગભરાએલા જોઇ તેનું કારણ પુછવું. કાલીકાપ્રસાદના આગ્રહથી સરોજનીએ બધાંને મંદિરના ગુપ્ત સ્થાનમાં મોકલી દેવાં. સરોજનીએ એક ચાંપ દાબતાંજ દીવાલનું ફાટવું, અને તે દીવાલોમાં બધાંને ગુપ્ત થએલાં જોઈ લલિતાનું આશ્ચર્યમાં પડવું, તથા વિશેષ માહીતી મેળવવા તથા કાલીકાપ્રસાદ અને સરોજની વચ્ચેની વાતો સાંભળવા છુપાઇ રહેવું. પુણ્યમંદિરને વિનાશ કરવાના તથા ભભુતમલ, વિજયસિંહ અને શૂરસેનને વિરોત્તમે કેદ કર્યાના સમાચાર કાલીકાપ્રસાદે આપવા, સરોજનીનું ભયભિત થવું, 'કાલીકાપ્રસાદે સરોજનીને હિંમત આપવી. સરોજનીએ કાલીકાપ્રસાદની સલાહ લેવી બધા બખેડાની જડ બળવંતસિંહ છે, અને તેને નવાનવા સ્થાનો જોવાનો શોખ હોય તેને આમંત્રણ કરી. અથવા બીજી ગમે તે યુક્તિથી અહીં બોલાવી. કાલીકાને તેનો ભોગ આપવાની સલાહ કાલીકાપ્રસાદે સરોજનીને આપવી. સરોજનીએ બળવંતસિંહને એક આમંત્રણ પત્ર લખી કાલીકાપ્રસાદને આપવો, લલિતાએ આ નર્ક ધામમાંથી છૂટવા તથા પોતાના પ્યારા દાનસીંગના માલીક બળવંતસિંહને આ પાપ જાળમાંથી બચાવવા જાહેર થઇ સરોજની પાસેથી ઘેર જવા આઠ દીવસની રજા માગવી. સરોજનીએ તથા કાલીકાપ્રસાદે પહેલાં તો લલિતાને જોઇ, પોતાની સઘળી વાતો સાંભળી હશે સમજી ગભરાવું પણ લલિતાએ

તેઓના મનનું સમાધાન કરતાં સરોજનીએ લલિતાને આઠ દિવસની રજા આપવી. લલિતા, કાલીકાપ્રસાદ, તથા સરોજનીનું જવું.

પ્રવેશ ૨ જો.—(સ્થળ ફોફળચંદનું ઘર)–પુણ્યમંદિરમાંથી ઘેર આવ્યા પછી તે નર્કધામ પ્રત્યે લલિતાના ખરાબ ઉદ્ગાર તેવામાં દાનસીંગનું આવવું જુદાઇથી તડપતા દાનસીંગનું લલિતાને શ્વસુર પક્ષને છોડી દઇ પોતાની સાથે આવવા કહેવું લલિતાએ થોડા દિવસ ધીરજ રાખવાનું કહેવું કાલીકાપ્રસાદ તથા સરોજની વચ્ચે બળવંતસિંહને ફસાવવાની જે ગુપ્ત વાત થઇ હતી તે વાત લલિતાએ દાનસીંગને કહેવી પોતાના અન્નદાતાનો જીવ જોખમમાં આવી પડેલો જોઇ તે વફાદાર સેવકનું ક્રોધે ભરાવું, પરંતુ લલિતાએ બળ નહિ વાપરતા કળથી કામ લેવાનું કહી તેને શાંત કરવો અને પોતાના જીવના જોખમે તેઓનો બચાવ કરવા ફરીથી પુણ્ય મંદિરમાં જવા લલિતાએ તૈયાર થવું. બન્ને પ્રેમીઓનું છુટા પડવું.

પ્રવેશ ૩ જો.—(સ્થળ પુણ્યમંદીરમાં સરોજનીનો ખાનગી અવાસ)—સરોજનીના આમંત્રણથી બળવંતસિંહનું દાનસિંગ સાથે આ નર્કધામ જોવા આવવું. વફાદાર સેવકે પોતાના માલીકને આ સ્થાન ન જોવા ઘણું સમજાવવું, પરંતુ બહાદુર બળવંતનું પોતાના વિચારમાં સ્થિર રહેવું, લલીતાનું આવવું, તથા તે બંનેને જોખમના વખતે મદદ કરવાની હીમ્મત આપી છુપાઇ રહેવું, સરોજનીનું આવવું, નીચ રંડાએ પોતાની કપટ રૂપી જાળમાં, બળવંતસિંહને ફસાવવા અનેક યુક્તિયો કરવી પણ ચતુર સરદાર બળવંતનું ચેતી જઇ પોતાને ઉતારે જવાની રજા માગવી, દરેક યુક્તિઓ નિષ્ફળ જતાં, વિદ્યાલય બતાવવાના મિષે સરો-

જનીએ બળવંતસિંહને ફસાવવાની યુક્તિ કરવી, બળવંતસિંહે સમજી જઈ ના પાડવી, સરોજનીએ પોતાના હુકમથી અને જબરજસ્તીથી જોવાની આજ્ઞા કરવી, બહાદુર સરદારનું ક્રોધે ભરાવું. સામસામા સવાલ જવાબ કરતાં, બળવંતસિંહે તથા દાનસીંગે જવાનો વીચાર કરી ચાલવા માંડવું. સરોજનીએ ચાંપ દાબતાં બન્નેનું લોહ પીંજરમાં કેદ થવું. બન્ને બહાદુરોનું નિરાશ થવું. સરોજનીનું કાલીકાને ભોગ આપવા દરેક સામગ્રી લેવા જવું, છુપાએલી શાણી લલિતાએ આવવું. તથા ચાંપ દાબી બંન્ને બહાદુરોને પાંજરામાંથી મુક્ત કરવા, બળવંતસિંહે લલિતાનો ઉપકાર માનવો, ત્રણેએ એક છુપે દરવાજેથી નાસી જવાની તૈયારી કરવી, તેવામાં સરોજનીનું આવવું, બળવંતસિંહે સરોજનીને પીસ્તોલથી ઠાર કરવી, પીસ્તોલનો અવાજ સાંભળી કાલીકાપ્રસાદ તથા ડોસીનું આવવું, બળવંતસિંહે તેમને પણ પીસ્તોલથી ઠાર કરી નાસી છુટવું.

પ્રવેશ ૪ થો.—(ફોકફળચંદનું ઘર)—લલિતાના પ્રેમથી નિરાશ થઈ લલિતાને ઘરમાંથી કાઢી મુકવાનો વિચાર કરતાં ફોકફળચંદનું નિકળવું. લલિતાનું આવવું, લલિતાને પુછતાં લલિતાએ શરમનો ત્યાગ કરી છુટા જવાબ આપવા. ફોકફળચંદનું લલિતાને મારવા દોડવું, લલિતાએ બૂમ પાડી મદદ માંગવી, ડફોળનું આવવું અને લલિતાને મારતી જોઈ પોતાના બાપ ઉપર ગુસ્સે થવું, ફોકફળચંદે દાનસિંગના પ્રેમમાં લલિતા ફસાણી છે એમ ડફોળને કહેવું ડફોળનું લલિતા પર ગુસ્સે થઈ માર મારવો અને ઘરમાંથી ચાલ્યા જવાનું કહેવું, લલિતાએ પોતાની આબરૂ જાળવવા ડફોળને કાલાવાલા કરવા, પરંતુ ડફોળે ધક્કા મારી લલિતાને કાઢી મુકવી.

પ્રવેશ ૫ મો.-(સ્થળ સંગમપુરનો રસ્તો)—શ્વેત આકૃતિ ( ચંદ્રપ્રભા ) એ પોતાના પતિને કિલ્લામાંથી છોડાવવા અલકને સંગમપુર તો મોકલી પરંતુ પોતાની પુત્રી ઉપર કદાચ સંકટ આવી પડે તો તેને મદદ કરવાનો વિચાર પાછળથી આવતાં પ્રધાન હનુમંતસિંહ તથા ચંદ્રપ્રભાનું અલકને શોધવા સંગમપુર આવવું, સંગમપુરમાં આવતાં કેદ કરેલા ત્રણે સરદારો નાસી છૂટયા હતા. પણ વિરોત્તમના માંણસોએ તેમને ફરીથી કેદ પકડયા છે, અને તેઓનો ન્યાય કરવા આજે વિરોત્તમ એક ન્યાય સભા ભરવાનો છે. એવી ખબર મળ્યાથી ચંદ્રપ્રભા તથા હનુમંતસિંહનું ચિંતાતુર થવું, તથા તે ત્રણે સરદારોને કદાચ અલકેજ છોડાવ્યા હશે તેમજ કાલે પણ તેઓને ફરીથી છોડાવવા અલક ઘણું કરીને ન્યાય મંદિરમાં આવશે. અને તેથી અલકને ત્યાંજ મળી શકાશે. એમ સમજી ન્યાય મંદિરમાં જવા બન્નેએ વિચાર કરવો, પ્રધાને અલક ભોંયરામાં શી રીતે આવી ચડી વિગેરે બાબત પુછવી ચંદ્રપ્રભાએ પ્રધાનને બધી હકીકત કહેવી પ્રધાનનું વિષયમલ ઉપર ગુસ્સે થવું પછીથી બંન્નેનું વિરોત્તમના ન્યાય મંદિરમાં જવા નિકળવું.

પ્રવેશ ૬ ઠ્ઠો.-(સ્થળ સંગમપુરમાં વિરોત્તમનું ન્યાયમંદિર)—સરદાર વિરોત્તમે ભભુતમલને પોતાની બ્હેનનો ખરો પત્તો આપવા ઘણો સમજાવવો પણ મૂંઢમતીના ભભુતમલને ચંદ્રપ્રભા માંદગીથીજ મરણ પામી છે, એ વાતને પકડી રાખવી. તેવામાં ચંદ્રપ્રભા તથા પ્રધાનનું આવવું સત્યવક્તા પ્રધાને સાચે સાચુ કહી ભભુતમલના કાળાં કારસ્તાન સભા સમક્ષ જાહેર કરવાં, વિરોત્તમનું ભભુતમલને ઠાર કરવા આગળ ધસવું, વચ્ચમાં ચંદ્રપ્રભાએ આવી. વિરોત્તમને તેમ કરતાં અટકાવવો બાદ

બ્હેનનો મિલાપ સતિએ પોતાને બચાવવા પોતાના ભાઇ પાસે યાચના કરવી તથા ભયંકર જેલમાંથી પણ અલકેજ પોતાના કહેવાથી તેમને છોડાવ્યા હતા. અને અલક પોતાની પુત્રી છે, એમ જાહેર કરવું અલકનું પોતાની માતાને ભેટવું વિરોત્તમનું એક-દમ આશ્ચર્ય થવું પાપી વિષયમલનો પશ્ચાતાપ તથા આપઘાત કરવાની ઇચ્છા ચંદ્રપ્રભાએ પોતાના પુત્રને સમજાવી મરતાં અટકાવવો, ભણુતમલે ચંદ્રપ્રભા પાસે પોતે કરેલા અપરાધની માફી માગવી. ખુશાલીના પ્રસંગે સરદાર બળવંતસિંહને મૌન રહેલો જોઈ વિરોત્તમે તેનું કારણ પુછવું બળવંતસિંહનું મિત્ર-દ્રોહી કરી જે કેદીઓને છોડાવ્યા હતા તે બધુ વિદિત્ કરવું, સરદાર બળવંતસિંહ પ્રત્યે વિરોત્તમનું શંકાશીલ થવું, સભા સમક્ષ બળવંતસિંહે પોતાનો ભેદ ખુલ્લો કરી ગુર્જરેશ્વર મહારાજા વિર્ધવળ તરીકે જાહેર થવું, સર્વનું આશ્ચર્ય સાથે માફી માગી પગમાં પડવું. વિરોત્તમે અલકના લગ્ન ગુર્જરેશ્વર સાથે કરી આપવાં, દાનસીંગ તથા લલિતાને પણ પોતાના કાર્યમાં અત્યંત મદદરૂપ થવાથી ગુર્જરેશ્વર મહારાજાએ દશ હજારની જાગીર આપવી. તથા લલિતા સાથે દાનસીંગનો હસ્ત મેળાપ કરી આપવો સર્વેએ માફી માગી એક સંપ ચાહવો.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



શ્રી

# અલકકુમારી નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### ઇશ્વર સ્તવન.

બાળાઓ— ૧

શંકર શિવંકર ચિન્તા પરીહર
કરૂં નમન મહેશ્વર........
તારણ જગ ઉધારણ સ્વામી, અન્તર્યામી;
ઘટઘટ પ્રગટ છો દાત્તા, જગત્રાતા.
જય જય ચીદઘન, સચ્ચીદાનંદ.
બોલો આનંદે ૐકાર
તરો ભવ પાર..........

વિરોત્તમ— ૨

હાય લ્હાય મમ ઉર સળગે, કરૂ વિનાશ હું પલક મહી;
ભુજ બળથી તેગ આ ફરશે, શત્રુ મરશે.
છટકી ના શકે શીયાળવાં;
સહુનાં સઘળાં ઉપત્તન કરૂં હું ભગની તણું વેર વાળવા.
થાયે દીલ તવ શાન્ત, દીલ તવ શાન્ત.

બુઢ્ઢી ફેફુળ— ૩

આવો આવો રસીકરાજ મારા, છું પ્રેમમાં હું અંધ તમારા;
મને વાગે છે તલવાર જેવા, આ હાથના ઝટકાઓ તારા.
ચિત્ત તમનેજ ચ્હાય,
મારૂં કાળજું કોરાય,
આમ ચુમ્બન લેવાય,

બાપરે............
સબ્જ પરી ગુલ્ફામ તણી, જામી છે જોડી જુગતે આજ;
મદીરા મરકટ પીએ તેવા, ખુલ્લા ઢાંગ અહીં દેખાય.
મ્હારા શિરના શિરતાજ,
જરા લાવીને લાજ, તમને કહી હઉં છું સાફ;
કરો બાળકને માફ...............

કેફુળ-ઢેફુળ— ૪

લાડી લટકાળી લાઉં,
હા જરૂર લાવજો.
તેનો સસરો કહાઉં,
બેલાશક કહાવજો,
પંફં પંપં કરતી મોટરમાં, વહુ સાથે ફરવા જાઉં;
દીકરા તારે નામે જો હું, મારો તાલ જમાઉં.
એ મારી પ્યારી, ને સાડી સુરતની પહેરાવું;
તું રહે તારી વાતોમાં, હું મારૂં કરતો થાઉં.

બળવંતસિંહ— ૫

વાહ કુદરત ગુણ નિધાન,
જળ, સ્થળ, ને વૃક્ષો ઉધાન;
ચૈતન્ય જડમાં તુજ રહેઠાણ......
નિશદીન તમારૂં ધારૂ ધ્યાન,
શુદ્ધ ભક્તિ તણું આપો જ્ઞાન,
પાર તારો પ્રભુ, જીવન નાવ,
અધમ ઉધાર્યા છે, મહાન......

અલકકુમારી— ૬

આશા કરો ના બુરી પલ ભર, સતીની
સત્યતા, કોઇ કાળે નહિ ટળે......

ઘણું ઘણું કરતાં ફુલાઇ ફરતાં, નિત્ય સેવન
કામનું કરતાં,
કરો જેવું તેવું દે ફળ એ, કંઇ ભય ધરો,
કરતાં પાપ કરમ, કરી ચિત્ત નિર્મળ, દયા કરો
દીન પર હે.........

ફેફુળ-લલિતા— ૭

ભાવે ભેટો મનેં દીલદાર,
રંગે રીઝાવો તમે આ વાર,
અરે હાય લલિતા, વોય લલિતા,
થવાનો નથી એમાં ફાયદોરે, આવાં નીચ કામે,
મુવો સસરો થઇ આમ બોલે છે, તુને નહિ છાજે,
અરે હાય લલિતા, વોય લલિતા,......

વિરોત્તમ— ૮

સ્નેહે ભેટું મન ભરી હું, સંગે રંગી થાઉં,
ચાહુ બંધુતા ખરી......
ચાહે રંક, ચાહે ભુપ, સુખી બહુ છે તેજ,
જે સદા સુમિત્ર પામે, ખરૂં વચન મારૂં ચાહું.
બં...ધુ...તા ખરી.
સ્નેહીનું ખરી રીતે, કરી સ્મરણ પ્રીતે.
ચાહે રહો દૂર દૂર, મિત્ર સ્નેહ સંભારૂ,
જોઉં હુ જીવન જોડે ખરે આ,
આજે ઠરી પ્રીત ખરી, ચાહન સત્ય ત્યાગું
ચાહું...બં...ધુ...તા ખરી.

લલિતા-ડફોળ— ૯

પુર્વે પાપ શાશા, કીધા મેં કિરતાર,
કજોડ કંથ પામી, જાય એળે અવતાર

વ્હાલી મારી મુજ સાથે, રમવાને આવજે
લાગે ભુખ શીરા પુરી, ખંતે ખવડાવજે
સુણીને વેણુ કાલાં, ઉઠે છે અંગ જવાલા
સુકાની નહિ સારો, કેમ તરૂ ભવ પાર—કજોડ.

વિરોત્તમ— ૧૦

જો જલદી ભગીની, મમ, મળે નહિ તો,
પલમાં કરૂ તુજ ખ્વારી—
આ સાહસનું પરિણામ, જોશે પાપી,
દશા હવે તારી ફરનારી.
દુષ્ટતા, નિચતા, શત્રુતા, ભીરૂત્તા,
પાપીના ઉરમાં વાસ કરીને વસનારી.
છેડયો છે સિંહને તે, નક્કી જીવન ખોશે,
દુષ્ટ તારી થાશે ખ્વારી.....
બરતાં, ટળતાં, પડતાં, બળતાં, જળતાં,
નહિ શાંન્તિ તુજને મળનારી—

## અંક ૨ જો.

અલકકુમારી— ૧૧

માતુ સ્હાય કરો મ્હારી, દીન દુઃખીયારી,
હું નારી હવે કર ધાર,
અસુરોને સંહારનાર, ભક્તજનને ઉધારનાર
વ્હાર કરી કષ્ટ તું ટાળ..........
પાપી તણા પાપે દુઃખી ફરૂં છું, તેના સંતાપે
હું ઝૂરી મરૂં છું
ન્યાય આપો માતુ દુઃખ કાપો બધું
આવી આપો મને હામ........

અલકકુમારી— ૧૨

શાને અનાથને સંતાપે,
પડી મુજ પ્યારમાં, જુલ્મ ગુજારમાં
થાવાનો ખ્વાર આ સંસારમાં,......
વિના વાંકે વેર ઉપજાવીયું, દુઃખ ગીરીવર
મમ શિરપર મુક્યો, નહિ કરતાં હું બુરાઇ ચુક્યો,
પગે પડીને સમજાવીયું,
અસર નહિ થઇ, મનડાને તેં તો મારીયું.

અલકકુમારી— ૧૩

કૃત્ય કર્યા વિના, મને ચેન ન આવે
હું જાઉં ખુશીથી આ વાર જો......
ફીકર જીગર, ભીત્તર જરાએ, નહિજ થાય લગારજો.
ધાર્યું પૂરણુ થાય, જીવ જાય, રીબાયેં, જે થાય,
સહેવા તૈયારજો......
ભીત્તી, વીદારી, ઉઠાવી, ઉપાધી, હુઠું ના હવે તલભારજો.
જાઉં ફરતી ફરતી ધારેલ સ્થાને, પાર છે,
પડયું કામ ભારજો......

બળવંતસિંહ— ૧૪

રસીલી રમણી અંતરે રમી રહી,
તનમાં તે સમી ગઇ
સુખ તેનું કયાં મળશે
વિના જાણે દીલ દીધું, ચંચળ ચતુરાએ,
ભાન ભૂલી શાન ભૂલી, ધ્યાન ભૂલી,
થયો બાવરો, હાય શું વળશે,......

લલિતા, દાનસિંહ— ૧૫

પાતળીઆ સ્નેહે સંભાળજે,
તન મન ધન સૌ, તમે પર વારૂં
જપીશ તુજ નામની, માળા તુજ નામની,
સાચો તમારો નેહ સ્નેહ મમ ઉર હાખું
મૂર્તિ મનહારી છબી સુન્દર ચિત્ત ચોડી રાખું......

ફૂલફૂળ, દાનસિંહ— ૧૬

જાણ્યો, જાણ્યો, (૨) તો સારો, મળ્યો ધૂતારો
લાજ લુંટી ગયો ઠગારો
ગયો લેવા (૨) ને નાણું, જોઇને ટાણું
પાપી જોડું ત્યાં ફસાણું
પાણો લઇ હવે માથું ફુટો, લલિતા થાશે મારી
નિજ સુત વધૂ પર કુદૃષ્ટિ કરતાં, થાશે ખૂબ ખ્વારી.

અલકકુમારી— ૧૭

નાથ મુજને સહાય કરજો, આપજો હિમ્મત હરી;
હાય આવી અજાણી પર, દયા દ્દષ્ટી કરતુ જરી.
જો જાણુતે આ કાર્યમાં, આવી છે મુસીબત;
કરતી ન કદી મરતાં હું, એ કામની હિમ્મત.
હાય કરૂં શું હરી, મન મુંઝાએ;
થાયે મન વ્યાકુળ, કાંઇ ચેન ન આવે.
દુઃખી ફરૂં છું આજે, આખા નગરમાં;
ન કરી કોઇએ દયા.
બતાવો જાઉં ક્યાં, વિતાડુ રેન ક્યાં;
મુસીબત કેવી આ સાંભળો, બચાવો, બતાવો, દયારે.

અલક કુમારી— ૧૮

એ......બાઇ તમને પ્રીતથી કરશે સહાયરે પ્રભુજી;
સાચાઓનો જરૂર તે બેલી થાય હોજી.
આશરો મુજને જે આપ્યો, દુઃખ ગીરી કાપ્યો,
હારી ગઇતી બાળ, અનાથ હોજી.
છે નહિ તમને આશા, ધન ધરા ધામનીરે;
કરવા તમે ચાહો પરમાર્થરે.

ડફોળ—લલિતા—કાલીકાપ્રસાદ—૧૯

કેવી છે સુન્દર મમ પ્યારી, અહો, હો, હો, હો;
શિક્ષીકા થઇને પ્યારી. કેવળ નર નારી.
થાજે તું સુવિચારી, ભરૂસો તારો ભારી;
ઠીક ઠીક.
ચાલો ચાલો જલદી ચાલો, લેશ ન મુઝાઓ મનમાંહી;
ઠીક......ઠીક......ચાલો ચાલો......ઠીક ઠીક.
હું તો એક બલામાંથી છૂટી;
એ......ચાલો બતાવોને માર્ગ-

અલકકુમારી— ૨૦

મુને ઘેલી કીધી છે નયન બાણે, છેતરી છોગાળે;
ગયો ઘાયલ કરી મમ પ્રાણ, છેતરી છોગાળે.
પંથી પ્રવાસી પ્રેમ વશ કરી, લોભાવી ગયો.
ઘાયલ કરી મમ પ્રાણ......
વિષ્યાન્ધી વિષયતણા, ફંદે ફસાઇ વન;
બચાવી નાર અનાથને છે ધન્ય દુઃખભંજન.
ઉપકારી પર ઉપકાર કરી ચાલ્યો ગયો.
ઘાયલ કરી મમપ્રાણ......

અલક—બલવંત— ૨૧

ધન્ય ધારેલી આશા પૂર્ણ થાવી હો રાજ;
ભાગ્ય રવી ઝળક્યો, રવી ઝળક્યો.
વારી લોચન આ જોઈ ઠરીલાં હો રાજ.
ભાગ્ય રવી ઝળક્યો;
અન્તર હર્ષાવો સુરાગી સહવાસમાં.
વિચરીશું પ્યાર પંથે, હરપળ હુલ્લાસમાં;
પ્રેમથી બનાઓ ઉદ્યાન આ સુવાસીરાજ.
રવી ઝળક્યો.

અલક કુમારી— ૨૨

સલુણા સંગે સ્નેહ જોડી હરખાઇ
ચોરાયું ચિત્ત મારૂં જ્યારથી જોયા મનહર
રસીલી વાણી સુણી હાય અસર થઇ મનપર
હરાઇ જાશે હૃદય મારૂં મને ન્હોતી ખબર
હું એને જોતીતી એની તો હતી મુજ પર નજર
ચિત્ત તો ચ્હાય કે વારૂં તન મન ધન ઉપર
જાઉં વારી, પાતળીયા, રસીલા સલુણા.
સંગે સ્નેહ.

અલક, બળવંતસિંહ— ૨૩

પ્રાણ પ્યારા તમ મુખ શશી સમ જોઇ,
મન મારૂં લલચાય.
પ્રેમની પ્યાલી, પાને વ્હાલી, આતુર મન બહુ થાય.
પ્રિય પ્યારી, મનહારી.
પ્રિય વર, મનહર, દેખી બહુ ચતુરાઇ તારી
મન મારૂં લલચાય.

અંક ૩ જો.

સર્વે— ૨૪

દુશ્મન હણજો, રે નિશ્ચય તમો,
માત સુલાભ સદા આપ, જય જય માત
સર્વે ચહાયે, આશ તમારી કાલીકા માઇ સહાય,
ધરજો સેત્ર પૂર્ણ ધ્યાન, દેજો માતુ અમીપાન
રહો સાથ સદાય, જય જય કરો જનની સહાય.

કાલીકા પ્રસાદ— ૨૫

ધીરજ ધરીને ફાંસો ફંદેથી ઉમંગે લાલ લોચને લલચાવોને,
બળવંત તણું શિર ભવાનીને ભેટ ધરી
ઉરની ઉમેદ બર લાવોને,
કળમાં, કે બળમાં, છળોને છળમાં,
લોહ; પીંજર, કે યંત્ર, મંત્ર, જંત્ર, તંત્ર
થકી કમોતે મારોને........

સીરાજની— ૨૬

લોભાવું, બસ ન ખરાથી,
લટકાથી. મટકાથી, જીવ હરૂં બહુ ઢોંગી કરી ચાળા.
લાલ લોચનના ભાવો બતાવું,
એક પળમાં અહીં નાચ નચાવું
મુજ ફંદામાં જલ્દી ફસાવું,
છું...........પૂર્ણ જ્ઞાતા,

લલિતા-દાનસિંહ— ૨૭

મારા જોબનનો રસ લૂટરે પ્યારા.
હેતે ગૃહી! મુજ હાથ
ચાહ રાખી ચિત્તમાં વરસાવો અમીધારા.
નેહ ભરી નજરે નિહાળીને નાથ

પ્રાણપ્રીય મારી રસીલી છબીલી.
પ્રેમ રસ પાકિ રાખીને મુજ સાથ.

કેફાળ, લલિતા,— ૨૮

મારો, મારો,
અરેરેરે
મારૂં પાડું, વાળું સાદું, બસ લઇ જીવ એનો
જાને, જાને, જાને, જાને શાને, શાને, રૂવે ઉભી
જુએ લાજ ખૂએ, જાતું ઘરમાંથી જલ્દી,
મુજને ન મારો નાથ, કહું છું હું કરગરી
ખુણે રહીશ પડી, રાખો દયા કરી
ઝટપટ અહીંથી નીકળી જા........

હનુમંતસિંહ— ૨૯

વિશ્વ વિહારી, અર્જ ઉરધારી
અધમને લ્યો. ઉગારી......તારી.
સુગુણ સુનારી, દુઃખીણી બીચારી
આપતી દયોને વિદારી.....ઉરધારી.

ચાંદપ્રભા— ૩૦

જુઠી, જગ જાળમાં, જન તો ફસાય;
દુઃખી થાય તે એ.....જી, એ......જી.
છેક છકેલા મદમાં ઘેલા, ભરમેલા;
અજ્ઞાનીઓજી...........
ભવાટવીમાં ભુલી ભટકે,
અધવચ્ચ ગોથાં ખાય...મન મોહે મરી જાયે......જી...

ભભુતમલ— ૩૧

કુડા કર્મને વિસાર્યે, કૃપા તારી પ્રીયા
આવા દુરાચારી પરે, દયા ધારી પ્રીયા,

ધર્યો પાપનો ઢંગ, હાય તજ્યો તારો સંગ.
હું પાપી બન્યો ખુની ઠર્યો, હાથથી હણાઇ
નિત તારી મેં ન જાણી, અમીપાન ગણ્યું પાણી
થયું જીવન નિષ્ફળ, તોય છે તું નિર્મળ.
તે દુઃખનો અંબાર, તોએ તેવોજ પ્યાર
સતિ નારી ખરી, કદર જરા ના કરી
દોષ આગળ ના તજવા, પ્રતિજ્ઞા પ્રિયા,
તારા તનની કરીશ હું પ્રતિષ્ઠા પ્રિયા.

સર્વે— ૩૨

સુખ નિરર્મળ હાં સૌ મળ્યું
હોય ખરી, દુઃખ ઘડી, બહુ કરી, પણ ફરી,
શું કરી, દે હરી...સુખ...
નાથ વિભો હરજન, સુખ દાતા, સઘળો
કુસંપ હર્યો.
મંગળકારી સમય છે આપ્યો, નજર કરી
જય થયો.
આ આવી, સુખકારી, સ્થિતિ સારી
સ્વામી તારીને લેજે સંભાળી.

